१६५८२

# आर्यसिंह ने अफीणसिंह.

## ભાગ ૧ લો.

બનાવી પ્રસિદ્ધ કરનાર

ઓઝા લલ્લુ કાળીદાસ.

મહુવા બંદર.

ઉપજાતીવૃત.

અફીણ ને આર્ય તણી લડાઈ,
સૂણો સહૂ ભાવ ધરીજ ભાઈ;
અફીણથી અક્કલ રે' ન કાંઈ;
જરા ન જાણો ફળ તેહ માંહીં. ૧

---

ભલા આર્યા વૃતનું ભલું થાઓ.

અમદાવાદમાં

મામાની હવેલીમાં "યુનાઈટેડ પ્રિંટિંગ અને જનરલ એજન્સી કંપની લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૩૯. ઈ૦ સ૦ ૧૮૮૩.

કીમ્મત બે આના.

# અર્પણ પત્રિકા.



[redacted] કવિ ભવાનીશંકર નરસીંહરામ.

મુ. લીમડી.

આપ સ્વદેશ સુધારાના કામમાં આગેવાની ધરાવોછો, ને જેમ દેશનું ભલું થાય એવા ઉપાયો યોજવા બનતી કોશીશ કરોછો, તથા મારા તરફ આપ અથાગ મમતા બતાવી, આશ્રય આપવા યોગ્ય પ્રયત્ન કરોછો, તેથી આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂંછું, તે સ્વીકારશોજી.

મુ. વાઘનગર } લી. આપનો શેવક.
તા. ૧-૩-૯૩ } લલ્લુ કાળીદાસ ઓઝા.

# आर्यसिंह ने अफिणसिंह.



### ઈશ્વર સ્તુતી.

ઉપજાતી વૃત.

હે દેવ તું જગત નિવાસ વાળો,
અનંત છો હે હરિ તું કૃપાળો;
તું ધર્મ રક્ષા કરનાર ત્રાતા,
સદા તમે હે પ્રભુ સૂખ દાતા. ૧
[1]ભૂ [2]વ્યોમમાં વ્યાપિ તમે રહ્યાછો,
દિશાન્તરે તો પ્રભુ એક તું છો;
આદી નથી અંત હરી તમારો,
મરે કુટી જો જન *જન્મમારો. ૨
તું જાણવા યોગજ તાત મારો,
નિર્માણ કર્તા હરિ તું અમારો;
છો મોક્ષનું સાધન હે મુરારી,
અનંત શક્તી પ્રભુછે તમારી. ૩
પિતા તું માતા ગુરૂ પુજ્ય જાણું,
ભૂમાંહિ હે તાત તને વખાણું;
ત્રિલોકમાં તાત પ્રતાપ તારો,
નથી બીજો તું થી વડો થનારો. ૪
આશ્રીતનો રક્ષણ હાર ત્રાતા,

---

૧ પૃથ્થી. ૨ આશ. *જન્મારો.

જનો તણાછો પ્રભુ અંતરાત્મા;
રૈ અંતકાળે દુખને હરોછો,
સંસારનો નાવિકતું ખરોછો. ૫
છો સ્તુત્તિ યોગે મમ જગ્ત સ્વામી,
કરી સ્તુતી માગું હું ગૂણગામી;
પીતા હમેશાં નિજ પુત્રને તો,
કરે ક્ષમા તેમ કરો તમે તો. ૬
સાષ્ટાંગ હું પ્રેમ થકી કરૂંછું,
÷ પદાંબુજે શીર હરી ધરૂંછું;
કરૂં પ્રભૂ કોટિતને પ્રણામ,
પૂરી કરો હે પ્રભુ મારિ હામ. ૭

### દોહરો.

અફીણ સિંહને આર્યની, પૂર્વે થઇ લડાઈ;
તે દરશાવું તમ કને, ભાવે સુણજ્યો ભાઇ. ૧

## આર્યસિંહનું વૃતાંત.

### દોહરા.

આર્યદેશનો અધિપતી, આર્યસીંહ રાજન;
ચતુર તણો શીરોમણી, જાણો સરવે જન. ૧
દાતા કરણ સમો દિસે, અર્જુન જેવા શૂર;
ગંભીરતાદિક સદગુણે, દીસેછે ભરપૂર. ૨
કામ સમો કાયે દિસે, રૂપ તણો ભંડાર;
જોતાં જન જગનાં ભણે, પ્રભૂ તણો અવતાર. ૩

÷ ચરણકમળ.

સદબુદ્ધિ પરધાનને રાખે નિત્યે પાસ;
વિવેક પુત્ર દિસે વડો, ગણે ન કોનો ત્રાસ. ૪
શૂરસીંહ સેનાપતી, લશ્કરનો અધિરાજ;
વ્યુહ[1] રચનાનું શુરસિંહ, જાણે સઘળું કાજ. ૫
સભા ભરે નિત સ્નેહથી, આર્યસીંહ અધિરાજ;
સમજાવે સ્નેહે કરી, સહુને સહુનાં કાજ. ૬
ભાષણ ભાખિ ભલાં ભલાં, સહુને આપે સૂખ;
રૈયત સહુ રાજી રહે, દિલ નવ કોને દુઃખ. ૭
સૈન તણા સામત બધા, ખરા દિસે શુરવીર;
રણમાંથી પાછા કદી, હઠે ન, ધારે ધીર. ૮
વિનય થકી વિદ્વાનને, આપે અધિકું માન;
કરી પરીક્ષા પ્રીતથી, દા'ડી આપે દાન. ૯
સૃષ્ટીમાં સઘળે રહ્યો, કિર્ત્તિ કોટ ચણાઇ;
વાહ વાહ જન સહુ ભણે, કસુર ન દીસે કાંઇ. ૧૦

## અફીણસિંહનું વૃતાંત.

### દોહરા.

ઉજડ નગરિનો અધિપતિ, અફિણસીંહ રાજન;
[2]અરિ દીસે અકલ તણો, જ્ઞાન જરા નહિ મન. ૧
પ્રધાન ધારિ કુ બુદ્ધિને ચલવે નિત્યે રાજ;
આળસ છે સેના પતી, તેથી સરે ન કાજ. ૨
કુંવર કસુંબો છે વડો, બુદ્ધિ ન તેમાં લેશ;
અવળું નિત્યે આદરી, ખોયો સઘળો દેશ. ૩

---

૧ લશ્કર. ૨ દુશ્મન.

અણઘણ અફીણસીંહની, નિત્યે સભા ભરાય;
નાચે ત્યારે નાયકા, ભાંડ ભવાયા ગાય. ૪
કેફ કરે બહુ કોડથી, બને નિત્ય અશુદ્ધ;
જોર જરા નવ અંગમાં, કરી શકે નહિ જુદ્ધ. ૫
સેના પતિ સૈના તણી, જાણે નહિ રચનાય;
ગોઠવતાં નવ આવડે, હાર હરામી ખાય. ૬
સૈન દુબળું તેહનું, શરિરે શક્તિ ન કાંઇ;
કેફ કરી ફરતા ફરે, કરિ નવ શકે લડાઇ. ૭
ભાન નહીં નિજ દેહનું, લડવાની શી વાત;
દિવસ ઉગતો દેખિને; કે'શે પડી આ રાત. ૮
આગ લગાડી તંબુને, શતરૂ નાશી જાય;
બેસી રે' બળતા સુધી, પણ ઉભા નવ થાય. ૯
એવા દીસે આળસુ, સૈન તણા સરદાર;
રૈયત નહિ રાજી રેહે, દિલ દુખ સહે અપાર. ૧૦

## બેનન લડાઇ થવાનું કારણ.

### દોહરા.

ભમતો આવ્યો ભાટ ત્યાં, અફિણ સીંહને ગામ;
આવી મળ્યો અફીણને, કીધો ત્યાંજ મૂકામ. ૧
સમાચાર દિધા જઇ, અફિણસીંહની પાસ;
આર્યસીંહ જે અવનિમાં, તેનો તમને ત્રાસ. ૨
છે તે મોટો રાજવી, ચતુર શિરોમણિ જાણ;
તેની સઘળા દેશના, લોકો માને આણ. ૩
માટે તે ઉપર તમે, ચડો આણિને શૂર;

જીતો જો હીમત ધરી, તો જશછે ભરપૂર. ૪

**ભૂજંગી છંદ.**

સુણી વાણિ તે ભાટની ધીર ધારી,
મચાવા માહાજંગ કીધી સવારી;
સહૂ સૂભટોને કહ્યું આવિ પાસે,
સજો શસ્ત્ર સૌ શૂરવીરો હુલાસે. ૧
જવું છે માહા જુદ્ધમાં આજ મારે;
થવું સાબદા શૂરવીરો તમારે;
થશે આર્યને આપણે જંગ મોટો,
નહીં રાખવો સૈનનો સાથ તોટો. ૨
થવું સાબદા સર્વને ધીર આણી,
કરીશું અરીને જીતી ધુળધાણી;
મહારાજ આજ્ઞા ચડાવી છ માથે,
ખુશી છે બધા આવવા આપ સાથે. ૩
તમે મનમાં લેશ ચીંતા ન રાખો,
થતાં સાબદા લાગશે માસ આખો;
નૃપાળે સુણી સૂભટોની સુવાણી,
સુણી વાણિને અંગમાં ધીર આણી. ૪
કહ્યું ભાટને આણિ [1]અંકાર મૂખે,
જિતુંતો ખરો નીપજ્યો માત કૂખે;
કરૂં સાબદી સ્વારિ મારી હું આજે,
જિતી રાયને હું કરૂં દેશ પ્રાજે. ૫

[1] અહંકાર.

વધારૂં હું ચોમેર સામાશિ મારી,
ન આવું કદાપી હું તેનાથી હારી;
કર્યું સૂભટે સાબદું સૈન શૂરૂં,
ન જાણે લડાઈ તણું કામ પૂરૂં. ૬
લિધાં શસ્ત્ર સેના તણાં તો સજાવી,
બધા નીકળ્યા બાર ડંકો બજાવી;
સજ્યાં વસ્ત્ર સંગ્રામનાં સૈનઆએ,
કરીશું લડાઈ મુએ એમ ભાએ. ૭

## ચોપાઈ ત્રીતાળી.

થયું સાબદું સૈન તૈયાર, મુએ કરતું અતિશે હોકાર;
સજ્યાં અંગે સકળ હથિયાર, બાણ બરછી અને તલવાર. ૧
લીધી કોઈએ ગદાને કટાર, બીજાં શસ્ત્રતણો નહીં પાર;
મુશળ ફરશી અને રે કૃપાણ, લીધાં દુશ્મનના લેવા પ્રાણ. ૨
પહેર્યાં બખ્તર કવચને ટોપ, ચાલ્યું સૈન સકળ ધરી ચોંપ;
રજ ઉડ્યાથી આભ છવાયો, સુર્ય રજથી જરા ન દેખાયો. ૩
કરે માહારથી મોટા હોકાર, જાણે સીંહ તણા પડકાર;
જાણું પાતાળે પૃથ્વી જાશે, પ્રલેકાર પલક માંહીં થાશે. ૪
ભાર ભૂમીથી ન ઝીલાય, નાશી જાવાને આકળી થાય;
એવું સૈન દિસે ભરપૂર, જાણું સાગરે આવ્યું પૂર. ૫
લીધા સાથે ચારણ ભાટ, કરતા આવે વાતોના ઠાઠ;
સરવે સૈન ચાલ્યું એવીરીતે, આવ્યું આર્ય નગરે પાસે પ્રીતે. ૬
કીધો જંગલમાંહીં મુકામ, ગાઉ એક રહ્યું ત્યાંથી ગામ;
આર્ય સીંહે જાણ્યું જે વાર, સૈન કરવા સકળ તૈયાર. ૭

ચોંપ આણી શૂભટને બોલાવ્યા, પ્રીતે શૂભટો પાસે આવ્યા;
આવી બોલ્યા સૂભટ સહુ આમ, હોય તે ફરમાવો જીકામ. ૮
આજ્ઞા આપી રાયે તેણી વાર, સૈન સકલ કરોને તૈયાર;
રાય લડવા પ્રીતે એક આવ્યો, તેણે મામલો મોટો મચાવ્યો ૯
માટે લસ્કર કરિને તૈયાર, લડવા નીકળવું ગામ બાર;
કે જી લશ્કર સરવે તૈયાર, આપો આજ્ઞા તો નીકળે બા'ર. ૧૦
આણી પ્રીત આપી આજ્ઞા રાયે, સૈન લડવાને સામું જાયે;
સજ્યાં સૈને સકળ હથીયાર, લડવા નીકળ્યું નગરની બા'ર.૧૧
સૈન સામું આવ્યું જેણીવાર, અફીણસીંહ થયો તૈયાર;
સૈન સૂભટે ગોઠવ્યું આવી, સામા સામી લડાઈ ચલાવી. ૧૨

## મનહર છંદ.

સામ સામાં સ્નેહે બંને સૈન લડવાને આવ્યાં,
ધસે એક એકપર ધારી ક્રોધ ઉરમાં,
પોકાર પાડીને રણ સઘળું ગજાવી મુક્યું;
ભાન ભૂલ્યા દેહનું લડાઈ તણા પૂરમાં;
મારો મારો શબ્દનો પોકાર વાર વાર થાયૂ,
શૂરવીરો સામ સામા લડે બહુ શૂરમાં,
હઠે નહીં રણમાંથી હાડા રજપૂત જેમ,
ખોડી પગ ઉભા જાણે સાગરના પૂરમાં. ૧
કૈક દઈ દોટ ઝાલે કોટ જઈ દુસ્મનની,
કરે લોટ પોટ ક્રોધે માર અતી મારિને,
કરી ક્રોધ કૈક તરવાર તણા ઘાવ કરે,
કૈક મારે તીર દુસ્મનો ને ધારી ધારીને,

શીર ચગદાણાં શૂરવીરનાં ગદાના ઘાથી,
હાથ પગ કૈંકતણા નાખ્યા છે વિદારિને,
એક બીજાને અપાર માર મારે ખાર ધરી,
પડે પંડ પર પણ જૂવે ન વિચારીને. ૨
હોકાર કરી અપાર માર મારે દુસ્મનને,
પાછા હઠવાની વાત જાણે નહીં ઉરમાં,
શીર ધડ થકી છૂટાં પડે શૂરવીર તણાં,
ઝટ જાય જમ સાથે ધણીની હજૂરમાં;
વેદના અસહ્ય સહે ઘાયલ થયેલ જન,
તોય નાશી જાય નહી રણથકી પૂરમાં,
એવા શૂરવીર ધીર ધારી રણ માંહી રહે,
વખાણ અપાર થાય સામતના પૂરમાં. ૩
સામ સામા આવી અશ્વાર લડવાને ઉભારહે,
[1]અસી લઈ શૂરવીર શત્રુને વિદારે છે,
મારેછે [2]તોખાર આણી ખાર એક એક તણા,
મરવું અવસ્ય એમ અંતરે ઉતારે છે;
પાડે પડકાર શૂરવીર ધીર ધારી રણે,
જીતવું જરૂર એમ ધ્યાન માંહીં ધારે છે,
કરેછે લડાઈ ધાઈ ધાઈ વીર સામ સામા,
દયાતજી દીલથી અપાર માર મારે છે. ૪
વાજાં વધૂ જોર માંહીં સામ સામાં વાગે ત્યાંહી,
સુણી શૂરવીરને લડાઈ બહુ ફાવે છે,

---

૧ તરવાર. ૨ ઘોડો.

ભેરીને નફેરીના અવાજ તો અપાર થાય,
ઢોલને [3]દદામા શૂર શરીરે ચડાવે છે;
શૂરવીર સુણી સ્નેહ ધારી રણ માંહી જાય,
ઘડો ન રે'વાય ઘેર એવું શૂર આવે છે,
સુભટો સેના પતિને સ્નેહથી સાબાશી આપે,
નાશી જાય તેને આપી ઠપકો લજાવે છે. ૫

## દોહરા.

એ રીતે હરનિશ લડે, સામે સામા રાય;
હઠે નહીં મત હારિકો, જિત કોની નવ થાય. ૧
બહુ દીન એમ વહ્યા ગયા, મનમાં સહુ મુંઝાય;
બંધ પડે વઢવાડ તો, સારૂં સઘળું થાય. ૨
આફ્રિણ સીંહ આવ્યો પ્રીતે, કુંવર કસુંબા પાસ;
બોલ્યો લાગે મૂજને, આર્ય સીંહનો ત્રાસ. ૩
મુવા શુરા સામત બધા, હાર થશે નીરધાર;
શો ઉપાય કરવો હવે? જીત મળે આ વાર. ૪
હાર્યે લાજ જશે જગે, અપજશ મળે અપાર;
મરવું અપજશ વારતાં, એ ઉત્તમ આચાર. ૫
વચન સુણી પીતા તણું, વદે કુંવર મુખવાણ;
ચડું રણમાં હું સ્નેહથી, લેવા અરિના પ્રાણ. ૬
સામતને સમજાવિને, કરવું દળ તૈયાર;
પડું પ્રીત પો ફાટતાં, દુસ્મન દળ મોઝાર. ૭
તાત ફિકર નવ રાખવી, રહો સુખે આ વાર;

---

3 નગારાં.

જીતી જશ હું લઈ જગે, ક્ષણું ન લાગે વાર. ૮
હીંમત આપી તાતને, વેગે કર્યા વિદાય;
સૈન સકળ સજ થાય તે, માટે કરી આજ્ઞાય. ૯
બીજે દિન ઉઠી થયું, સૈન સકળ તૈયાર;
ચાલ્યો લડવા ચોંપથી, જરા ન લાગી વાર. ૧૦

## ત્રીતાળી ચોપાઈ.

ચાલ્યો લડવા કસુંબો કુમાર, સજી લીધાં સકળ હથિઆર;
બાણ બરછી અને તરવાર, તોમર ત્રીશુળ સાથ કટાર. ૧
બાંતે ખડગ ધર્યું નીજ હાથે, ચાલ્યો લડવા શત્રુ દળ સાથે;
પેર્યાં બખ્તર કવચ ને ટોપ, ચાલ્યો ઉરમાં ધરી અતીચોપ. ૨
આવ્યો આર્ય લસ્કરની માંય, સૈન સજ થઈ ઉભું છે જ્યાંય;
વાગે શરણાઈ ઢોલને ભેરી, ગડડે દદામા ને નફેરી. ૩
લડ્યાં સામસામાં સૈન જ્યારે, [1]સરિતા શોણીતના[2] વહી ત્યારે;
ગજ ઊંટ અને રે [3]તોખાર, તણાણા સરીતામાં તે વાર. ૪
કેક ચોસો પાડીને રડતા, શસ્ત્ર ઘા થકી પૃથ્વીમાં પડતા;
વેદના સહે તેહ અપાર, કરે મૂખે અતિશે પોકાર. ૫
છાંડ્યા કેકના લડતાં પ્રાણ, સ્વર્ગે ચાલ્યા કરી પરીયાણ;
મચી એવી ત્યાં મોટી લડાઈ, ન રહ્યો સ્વર્ગમાં મારગ ક્યાંઈ. ૬
રજ ઉડયાથી આભ છવાયો, સુર્ય દેવ જરા ન જણાયો;
આર્ય સીંહ હારચો છે તે વાર, જીત્યો કોડે કસુંબો કુમાર. ૭
કસુંબે કીધી જીત જે વાર, સકળ સૈને પાડયો પડકાર;
જીતી અફીણ સીંહની સૈનાય, નગારાના ત્યા ડંકા દેવાય. ૮

---

૧ નદી. ૨ લોહી. ૩ ઘોડા.

વહેંચી સાકર લસ્કર માંય, ઉરમાંહી ઉમંગ ન માય;
દીપ ઉત્સવ કીધો તે વાર, વરત્યો સૈનમાં જય જયકાર. ૯
આર્ય સીંહને કેદ ત્યાં કીધો, બંધીવાન કરી સાથે લીધો;
ભૂલ્યો ભાન શરિરનું તે વાર, આર્યસીંહ થયો તાબેદાર. ૧૦
કહે કસુંબો જેટલું પ્રીતે, આર્યસીંહ કરે બધું નિત્યે;
આસ્તા નિત્ય કસુંબો જે આપે, સ્થિર કરી નીજ મનમાં સ્થાપે. ૧૧
આર્યસીંહ અતી અકળાય, કસુંબાવિણ સુખ નવ થાય;
પ્રીત રાખે કસુંબાને પાસે, જાણે નહિ જડમૂળ મુજ જાશે. ૧૨
કરે દાયરા નિત્યે પ્રીતે, વિચારે ન જરા નિજ ચીત્તે;
કેશરીઆ કસુંબા ઘોળાય, ઘોબા સામસામા ત્યાં દેવાય. ૧૩
મારા તમારા સમ ત્યાં ખવાય, અદકું અમલ હમેશ પવાય;
રાવણાં ઠુંગાનાં નિત્ય થાય, પૈસા કાંકરા સમ ખરચાય. ૧૪
ભાટ ચારણ આવે ત્યાં ભાવે, આર્યસીંહને અધિક ફુલાવે;
ભાટ ખોટાં વખાણ જ્યાં કરે, આર્યસીંહ ફૂલી નિત્ય મરે. ૧૫
ઘેનમાં ઘોડું છોડીને આપે, કુળનો ભાટ કરીને સ્થાપે;
એમ ખરચે નાણાં આડી વાટ, તેનો મનમાં જરા ન ઉચાટ. ૧૬

## દોહરા.

ઉચાટ અંગે એહનો, જરા ધરે નવ જાણ;
લખામાં લક્ષ્મી નહી, નાણાં જાણે પાણ. ૧
લોભ કરે ન મનુષ્યનો, આર્યસીંહ મનમાંય;
ફુલણજી થઈને ફરે, કરે વિચાર ન કાંય. ૨
સ્નેહે શિખ સારી કહી, આપે જન કો વાર;
કોપ કરે તેના પરે, એવો બન્યો ગમાર. ૩

સમજો શું એવું કહે, જે શિખ દેવા જાય;
રજપૂતોને અમલ વિણ, પળપણ ખાલી ન જાય. ૪
રણ મધ્યે રજપૂતથી, અફીણવિણ ન ચડાય;
અફિણવિણ રજપૂતથી, ૧પ્રાક્રમ જરા ન થાય. ૫
એવું સમજાવે સદા, શિખ દેવા જે જાય;
સમજે નહિ સ્નેહે કદી, આર્ય નગરનો રાય. ૬
દશા પડે પડતી પછી, સુઝે ન સવળું કાજ;
૨અમલ થકી આર્ય બધું. તજ્યું તાતનું રાજ. ૭
અમલ વિષે અવગુણ અધિક, જાણેછે સહુ જંન;
પણ ન વિચારે પેટમાં, આર્યસીંહ રાજંન. ૮
હારો અફીણ સીંહથી, આંતે થયો ખુવાર;
પણ ન તજ્યું આર્યે અમલ, મનમાં કરી વિચાર. ૯
અમલ થકી આર્યા ખમે, આતે જે નુકસાન;
મશ્કરી મહિમાં થાય તે, કહું ધરજ્યો જન કાન. ૧૦

## ચોપાયા.

અમલ આર્યસીંહ લિયે પ્રીતિથી, દિલ દિલગિર નવ થાય,
બને નિત્ય એ ભાન અતીશય, પણ ન વિચારે કાંય;
એક દિવસ દિન પો'ર ચડ્યો ત્યાં, ઉઠયો આણી પ્રીત,
લઘુ શંકા કરવાને ચાલ્યો, વિચાર કરતો ચીત્ત. ૧
બેઠા બેઠો બહુ વિચારે, ત્યાં પટ પડ્યું માથેથી,
ગમાર બની ચિતમાં ગભરાયો, શિર કૂટે હાથેથી;
બાળક ને બહુ બૂમો પાડી, પોતા પાસ બોલાવ્યાં,

---

૧ પરાક્રમ.   ૨ અફીણ.

સ્નેહ ધરીને છોરૂ સરવે, પિતાને પાસે આવ્યાં. ૨
બાળ કહે બાપા કયમ આજે, બૂમ અતાશય પાડો,
બાપ કહે બેટા આ કૌતક, દાઠું આજ દહાડો;
પ્રાતઃકાળ વિષે બાળક આ બગલું કોણે માર્યું,
બાળક બહુ બહુ હશી પડીને, તાતનિ પાસ ઉચાર્યું. ૩
નથિ બગલું માર્યું બાપા, આ પાઘડું છેજ તમારૂં,
અંધગંધ ભૂલ્યા કયમ આજે, ભાન ગુમાવી સારૂં;
પસ્તાણો પછિ મનમાં પોતે, થયો અતી ઉતપાત;
બાળકને કરગરિ કહ્યું પ્રાતે, કરશો નહીં ક્યાંઈ વાત. ૪
અમલ લેઈ બેભાન બન્યો ત્યાં, બાબર આવ્યો એક,
હોકો હોંશે ભરિ આપાને, બેઠો ધરી વિવેક;
આર્યસીંહને અમલ ચડ્યું પછિ, નહીં નિજ તનનું ભાન;
પકડ્યો પ્રીતધરીને પોતે, ત્યાં બાબરનો કાન. ૫
ખણવા માંડ્યો ખંતધરીને, બાબરનો ત્યાં વાંસો;
બાબર બોલ્યો બહુ હશીને, નાખી અતી નિસાસો;
શું કરવા માંડ્યું આ બાપૂ, બાબર એવું બોલ્યો;
આર્યસીંહે અતિ હર્ષિત થઇને, મનનો મર્મજ ખોલ્યો. ૬
ખણ આવે છે વાંસે મારે, તેથિ ખણુંછું હુંય;
તેમાં શી પંચાત પડીતે, વચમાં બોલ્યો તુંય;
બાબર બોલ્યો મારો વાંસો, સઘળો છરડી નાંખ્યો;
ઉજરડા મુજ અંગ થયા છે, બળેછ વાંસો આખો. ૭
આર્ય કહે મુજને નો'તીગમ, આ વાંસો છે તારો;
મારા મનમાં એમ થયું જે, આ વાંસો છે મારો;

અમલ થકી મારા તારાની, ખબર ન પડી જરાય;
એવી રીતે અમલ થકી, હાંસી જનમાં અતિ થાય; ૮

### દોહરો.

હાંસી અનેક રીતથી, હરનિશ જનમાં થાય;
તો પણ રાજી રે'સદા, દિલનવ દિલગિર થાય. ૧

### ઝુલણાં છંદ.

અમલ ×પ્રાશન પ્રિતે આર્ય નિત્યે કરે,
રાખી મન માંહી એધાણ મોટું,
છાંયડો છાપરાનો પડે શેરિમાં,
છાપરૂં છેક દીસેજ છોટું;
ખોરડા આગળે ખાડ દીસે ભલી,
પ્રાતથી એજ એધાણ રાખ્યું,
અમલ ખાવાતણી થાય જ્યારે વખત,
ભાનું ખાડે ગયું એમ ભાખ્યું. ૧
એદી પેઠે લઈ અમલ ઊંઘી રહે,
છોકરાંને પૂછે સ્નેહ આણી,
ભાનું ખાડે ગયું કે હજી ખામણે,
એવિરીતે કહે રાગ તાણી;
છોકરાં તો સમજીયાં મન વિષે,
અમલની વખત તો થાય જ્યારે,
ભાનું ખાડે ગયું એમ મૂખે ભણે,
બા અમલ સાંભળી ખાય ત્યારે. ૨

× ખાવું.

વરસ વીત્યા પછી ટેવ એવી પડી,
અમલ ખાવાતણી અંગ એને,
સ્વાર ઘોડાપરે થાય પ્રાશન કરી,
અમલ આવે પછી અંગ એને;
જો કદી [1]વાજીપર નવ ચડે રાજી થઇ,
તો અમલ તેહને અંગ નાવે,
ચેન શરિરે જરાનવ પડે એહને,
અંતથી ખાણું તેને ન ભાવે. ૩
વરસ વીત્યા પછી વાજી રાજી થઇ,
અમલ વેચાતું લઇ વેચિ દીધો;
અમલ ચડશે નહી વાજિ વીણ અંગમાં,
પૂર્ણ વીચાર તેનો ન કીધો;
લીધું જ્યારે અમલ પ્રીત ધારી મુખે,
વાજિ ચડવા થયો રાજી રાજી,
વાજી વેચી લિધું અમલ રાજી થઇ,
ક્યાંથી લાવે થવા રાજી વાજી. ૪
અંગ અકળાય જિવ વાજી વિના વધુ,
શિથિલ થઇ સાખદો શોર કીધો,
લંડિ ભાળી વડી વાજિ પેઠે ગણી,
તે પેરે ત્યાં થયો સ્વાર સીધો,
હાંકવા મૂખથી શબ્દ હેહે કરે,
પગ પછાડે અતી પ્યાર આણી,

[1] ઘોડો.

શરિરમાં સર્વ સ્થળ બેશિ કાંટા ગયા,
પણ નહી દરદની વાત જાણી. ૫
અમલ જયારે ગયું અંગથી ઉતરી,
દરદ કાંટાનું થયું દીલ ત્યારે,
અંતથી રાજ ખોયું અફિણ ખાઇને,
દામ ન રહ્યો પછી એક જયારે,
વેચિ ઘર બાર જયારે જરા નવ રહ્યું,
મરણ પામ્યો મહા દુષ્ટ ત્યારે. ૬

### ઇંદ્રવિજય છંદ.

રાજ ગુમાવ્યું તથાપિ ન સાન ભુલ્યા તન ભાન અફીણથી આજે.
અશ્વ ગયા સુખ સાજ ગયા ગજ રાજ ગયાજ અફીણજ કાજે;
માન ગયું ધન ધાન ગયું અપમાન થયુ હજી કેફ ન છાંડે,
રાજ તણા પુતતો મટિજૈ ધર્યું નામ હવે રજપુત કુભાંડે. ૧
આબરૂ ઓછિ થઇ અવની મહિ કેફ કિરીટ[1] ધર્યો શિર આજે,
બારી ઉપાડવિ પ્યારી ગણી ભુમિતો પડી મેલિ અફિણજ કાજે;
કેફ કરી કૃત્ય ખુબ ખરાબ કિધાં તદપી તનમાં નવ લાજે,
મૂછ ધરી મૂખ ઉપર તે પ્રભુ ભુલ દિસે તમને પુંછ છાજે. ૨
આપી શિખામણ થાકી ગયા જન માનિ નહી શિખતો હિતકારી,
ધારિ અફીણનિ યારી નઠારી ન છાંડિ થઇ તન માંહે બીમારી;
નાશી ગયું શુર આળશ આવ્યું ગુમાવ્યું સુરાજ તજી સ્થિતિસારી,
લાજ નથી જરી આજ કુકાજની દયાનત છે તમને જણનારી. ૩

---

૧ મુગટ.

## દોહરા.

અફીણ અતીશય ખાઇને, દેવું કરે અપાર;
માંડો આપે મહી બધી, ખાંતે થાય ખુવાર. ૧
ચડે બાજ માથે અતી, કુમે દેવા માંય;
રાજ ખોઈ રખડે સદા, પણ ન વિચારે કાય. ૨
વેપારી વરસો વરસ, લેણું લેવા જાય;
માલ બધો માંડી લિયે, દેવા નવ દે કાંય. ૩
ખાવા ખોરી બાજરી, કાં રાખેછે જાર;
દોવા રાખે ડોબડી, પણ નવ કરે વિચાર. ૪
સુખ એમાં માને અતી, જમે રોટલા દૂધ;
ફિકર નહીં દેવા તણી, જેને ન મળે શુધ. ૫
ખંડે વેપારી બધું, પણ દિલગિર નવ થાય;
ઓછું ન કરે અમલને, ધુળધાણી મર થાય. ૬
વળિ વેપારીની કને, નાણું લેવા જાય;
કંગાળી સમ કરગરી, સેવક તેના થાય, ૭
વેપારી કે આવજ્યો, આજ નહીં ને કાલ;
વળિ કાલાવાલા કરે, જેમ કરે કંગાલ. ૮
એક ટકાની આબરૂ, ન મળે તેની ત્યાંય;
તોપણ નકટાની પેઠે, ધક્કા ખાવા જાય. ૯
વેપારી ત્યારે પછી, દયા ધરે દિલ માંય;
બમણું નાણું માંડિને, આપે તેને ત્યાંય. ૧૦
વળિ વેપારીને વદે, લાજ રાખિ મમ શેઠ;
જે કે'શો તે તો કબુલ, કરશું તમારિ વેઠ. ૧૧

વાધે વ્યાજ અતી શિરે, દેવું નવ દેવાય;
મંડાવા ત્યારે મહી, વેપારી ત્યાં જાય. ૧૨
વિચાર નવ નિજ ઉરમાં, તેને શી ચીંતાય;
છોને +રામ ચડ્યા કરે, રામ ચડયે શું થાય. ૧૩
અરે અફીણી મૂરખા, વીચારો મનમાંય;
રામ ચડે ઉધું વળે, પાસે નવરે' કાંય. ૧૪
એક રામ લંકાં પરે, ચડ્યો આણિ ઉર ક્રોધ;
લીધી લંકાં પલકમાં, માર્યો રાવણ જોધ. ૧૫
જ્યારે તમ ઉપર ચડે, અધિક એકથી રામ;
જો ગણતીમાં રામની, આગળ તમારૂં ગામ. ૧૬
રાખો તમે સારી મતી, તજો અફિણનો સંગ;
ભાખો તમે ભારતિ સતી, તો રે'શે તમ રંગ. ૧૭
સુખિ થાશો તજતાં અફિણ, જશે નાશિ સહુ દુઃખ;
માટે માની માહરૂં, અફિણ તજી લ્યો સૂખ. ૧૮




+ એક આનાને વ્યાજમાં રામ કહેછે.